# આ તે લગન !

## કે હંમેશની અગન ?

છપાવી પ્રસીદ્ધીમાં મુકનાર
**મેસર્શ દેશાઇ બ્રધર્સની કુંપની**
બુકસેલર સ્ટેશનર્સ એન્ડ પબ્લીશર્સ
ફતેપર દરવાજા નં૦ ૨—**ભરૂચ.**
અમદાવાદ પીરમશાના રોઝા પાસે શ્રી સત્યસાગર
પ્રીન્ટીંગ પ્રેસમાં પોચાભાઇ ચકુભાઇએ છાપી.
આવૃત્તિ ૧ લી. પ્રત ૪૦૦૦ સને ૧૯૧૦

**કીંમત એક આનો.**

## શું તમે તમારો સંસાર સુધારવા ચાહો છો તો વાંચો !

# " કુમારજા દોષ દર્શક. "

---

( અતી સુંદર પુસ્તક )

---

એક વખત હસ્ત લીધા બાદ પાછું મુકવું ગમતુંજ નથી. એટલુંજ નહિ પણ પુનઃ પુનઃ વાંચવાને અંતઃકરણ અધીરૂં બને છે.

આ પદ્યાત્મક લઘુ ગ્રંથ કેટલો રસમય અને કેવો સુબોધ દાતા છે. તેની સાબીતીમાં વિદ્વાન નર રત્ન તરફથી મળેલાં સર્ટીફીકેટ સામેલ છે જે વાંચવાથી પરિપૂર્ણ ખાત્રી થશે. તો અવશ્ય આશ્રય આપશો. કિંમત નજીવી ફક્ત બે આના બે આનાની વી. પી. થતી નથી માટે પોષ્ટની ટીકીટ મોકલી મંગાવવા કૃપા કરશો.

" ઇનામી પ્રશ્ન "

દોહરા

નારી તે નપુસક બને; નપુસકનો નર થાય.
નરથી વળી નપુંશક બને; પુનરપિ નારી સુહાય–૧
એ નારી કઇ ?

ઉત્તર દાતાને ફક્ત પોષ્ટ ખર્ચનો એક આનો મોકલવાથી ફક્ત પુસ્તક બક્ષીસ આપવામાં આવશે. લખો નીચેના સરનામે

**ચંદ્રમણી–જણોરં–પોષ્ટ ચમારગામ.**

**દેસાઇ બ્રધર્સની કંપની**

તમામ જાતનાં પુસ્તકો વેચનાર

કતોપર દરવાજે નંબર૦ ૨ **ભરૂચ.**

# આતે લગન!

# કે હમેશની અગન.?

---

## મંગળાચરણ

### સરસ્વતિ-સ્તોત્ર

### વસંત તીલકાવૃત.

છે છેક છોકરી મતીની તનીયા તમારી
જી વ્યાઘ્ર વાસ વસજો પ્રીય માતુ મારી
છે એક આશ ઉરમાં મુજને તમારી
મેં તેથી ધારી ધીર બાથજ ઓળી મારી ૧
આ ગ્રંથ "**ચંદ્રમણી**" ગુંથી શકે સુરીતે
ઘો આપ એવી મતી ભારતિ પુર્ણ પ્રીતે
સત્તા તમારી વીણ થાય ન એક કામ
માટે હું જોડી કર દ્વીં કરૂંછું પ્રણામ ૨

**દોહરા**—નૃપત નામનો હોય પણ; જોઇએ પ્રવીણ પ્રધાન
એ વીણ છે સૌ વ્યર્થ જ્યમ; વીણ સુકાણનું વા'ણ. ૧
ઘર રૂપી દરબારનો; પ્રમદા જાણ પ્રધાન.
છતાં કેમ ના કેળવો; છેક બની નાદાન ૨
શીર રખુ છે પાઘડી; પગ રખુ તો પેંજાર

અંગરખું છે અંગનું; ઘર રખુ ગુણીયલનાર ૩
મારે જો ઉરમાં ચ્હો; આ આર્યાવૃત હિત
તો પ્રીય બંધુ પઢાવજો; પુત્રીને ધરી પ્રીત ૪

વળી પુત્રી સમ પેખીવર; દેજો કંન્યાદાન
જેથી ઉભય સુખ સૃષ્ટીમાં; રેવે શક્રસમાન. ૫
પણ વીશ હું વદનથી; ભાખું સત્ય વચન
નવ કરશો પ્રીય પુત્રીનું; લઘુ વયમાંહી લગન. ૬

તેમજ બાળ અને વળી; વૃધ્ધ થકી વીવાહ
કરશો નવ પ્રીય પુત્રીનો; જો શુભ ચીતમાં ચાંવ. ૭
બાળીક વર કે વૃધ્ધથી; દેતાં દુહીતા ભ્રાત
કેવું કષ્ટ સેવું પડે; કહું દાખી દ્રષ્ટાંત. ૮
ગુર્જર દેશ વીષે ભણું; પાટણપુર પ્રખ્યાત
વસેઅઢારે વરણ જ્યાં; માણે સુખ દિનરાત ૯
વસે એક ત્યાં વણીક જન; બીજો બ્રાહ્મણ ધાર.
નામ " વીમળશા " વણીકનું વલ્લભ વીપ્ર નીહાળ. ૧૦

દોસ્તી દાવો ઉભયને; જેનો એક વીચાર.
લોભી બહુ લક્ષ્મી તણા; કે'તાં નાવે પાર. ૧૧
હતી પુત્રી બે તેમને; કાશી કમળા નામ.
ભણી ગણી ડાહી ભલી; સૌ સદગુણનું ધામ. ૧૨
બેંનપણાં એ બેઉને; અરસ પરસ શુભ સ્નેહ.
જેના જીવ જુદા નહી ! જુદી માત્ર છે દેહ. ૧૩
ખાય પીએ ખુશમાં રહે; ગાળે સુખમાં દીન.
અદભુત પ્રીતી એમની; છે જેવી જળ મીન. ૧૪

**ચોપાઈ**—સગપણ કીધું એ બે તણું ! કેવી રીત ખચ્ચીત હું ભણું
લોભી અતી ઉભયના તાત; કીધો જેથી મહા ઉતપાત. ૧૫
" કાશી "નો કાં'વે જે તાત; વીમળશાહ વણીક સાક્ષાત.
કર્યાં વીવા' લઘુવરથી ધાર; પુરા લઈને પાંચ હજાર. ૧૬
મીત્ર વીમળનો વલ્લભ જેહ; તાત કમળનો કાં'વે તેહ.
પુછીને કરતો જે વાત; કેહા પડે તે કેમ પછાત. ૧૭
વાળ્યો ધાણુજ તેણે ઘણો; ખોળી વર વય બાવન તણો.
દીધી કમળાને નીરધાર; ઉસરડીને આઠ હજાર. ૧૮
એમ સ્વાર્થ પોતાનો કરી; દીકરીઓને દુખમાં ધરી.
એ તે માબાપો કે'વાય; કે પુર્વનાં શતરૂ હાય. ૧૯
જમાઈને ભીખારી કર્યાં; લઈ નાણું નીજ ખીસ્સા ભર્યાં.
કર્યો ન ઉરમાં કાંઈ વીચાર; એ માબાપોને ધીક્કાર. ૨૦
દેખો દીકરીને વળી ગાય; જ્યાં દોરે ત્યાં તેતો જાય.
દયા ન તેની દીલમાં ધરી; વાપરી રીત કસાઈ ખરી. ૨૧

**દોહરા**—" કાશી ને નીજ સાસરે; કેવું વીત્યું કષ્ટ.
આવી પીયરમાં ઉચરે; સખી " કમળા "થી સ્પષ્ટ. ૨૨.
સુણજો પ્રીય બંધુ અને; પ્રીય બે'નો ધરી પ્યાર.
કરશો નવ પ્રીય પૂત્રીને; એ રીત દુઃખી લગાર. ૨૩

## ગરબી.

ગજાનન સ્તુતી કરૂં હું તમારી–એ રાગ.
મળ્યો મૂને નાવલીઓ છેક નાનો.
કાઢું વાંક વદનથી હું કાંનો.–મળ્યો–ટેક.
કે'વાતુ કુળી સારૂં શોધી; બે'ન મૂને પરણાવી.

આણી દયા ન અણું અંતરમાં; દુઃખ દરીઆમાં ડુબાવી. મળ્યો. ૨૪
નાવલીઓ મુજ નવરે વરસનો; પોતડી પેરી ન જાણે.
બાળક ભેગો રમે રજમાં તો; શું એ રતી સુખ માણે. મળ્યો. ૨૫
સોળ વરસની છે વય મારી; નાગો નટવર નાચે.
બાળક વરને નયણે નીહાળી; કાળજ નીત્ય કપાયે. મળ્યો. ૨૬
હું છું ભણેલી ગણેલી ભલી પણ; એન અક્ષર એક જાણે.
ચોપડી ચાર ઘડી લઈ બેસું; તો લે ખેંચી પરાણે. મળ્યો. ૨૭

હસતાં રમતાં હાથ હું ઝાલું; પતીનો પૂરણ ભાવે.
તો બુમ પાડી બાને બોલાવી; કે'શે આ કાંડું દબાવે. મળ્યો. ૨૮
તેવે નણંદી કરેડાં કરી નેણ; બોલી ઉઠે મુખમાંથી.
જંપવા દે જરા ભાઇને મારા; ભુતડી આવી કયાંથી. મળ્યો. ૨૯
રંગે રાતી મદમાં માતી; આંખ આંજે અણીઆળી.
લટકે મટકે મા'લે બજારે; છાની છીનાળ મેં જાણી. મળ્યો. ૩૦
એ વીણ વેણ અસંખ્ય અઘટતાં; ની વૃષ્ટી વરસાવે.
બાળક વરને પાને પડી હું; સહન કરૂં શીલ ભાવે. મળ્યો. ૩૧

બા કહીને મુજને બોલાવી; ખાવાનું મુખ માગે.
અઘટીત એવાં વેણ શુણીને; હોળી હૈયામાં લાગે. મળ્યો. ૩૨
આવે અજાણ્યું જો ઘેર કોઇ; તો ભુલમાં ભાઈ કે'છે.
લાજી મરૂં હું લોકમાં તેથી; મન મુજ ભડકે બળે છે. મળ્યો. ૩૩
પાણી ભરતાં વાટે ઘાટે; સામે મળે નીત દાંડી.
આવી અચાનક ઠેલો મારી; બેડું નંખાવે પાડી. મળ્યો. ૩૪
ઘેર જાતાં નણંદી ધુરકાવે; બાડુ વીધ બોલી વાળે.
કુંથની રીત કઢંગી એવી; શોણીત શેર નીત બાળે. મળ્યો. ૩૫

સાસુ તે પણ મુને સતાવે; કે'શે આવી બેઠું ઢોડી.
મૂવાં ભણાવતાં માબાપ તારાં; ફેરવ આંખ તું થોડી. મજ્યો. ૩૬
વાત ખરી સાસુની આગે; કંથની કયમ કહેવાએ.
મૂંગે મોઢે રહું તેથી બેસી; ત્યમ ત્યમ તે વહેમાએ. મજ્યો. ૩૭

હું છું ભણેલી મુરખ નણંદી; સાસુ તે પણ એવી.
તેથી અરીસા આણે ઉરમાં; જાણે પોતાના જેવી. મજ્યો. ૩૮
શાણી સખીનો સંધાત થાતાં; વાત ઉપાડે મારી.
મર્મનાં વેણ વદે વદને; સુણી કાળજ વાગે કટારી. મજ્યો. ૩૯
ગોળ ઘી આપું છાનાં વરને; જાણે મોટો ઝટ થાએ.
પણ ઉલટો મૂજ પુર્વના પાપે; ભુમાં સમાતો જાએ. મજ્યો. ૪૦

આ તનનો બગીચો બેશ ખીલ્યો; લાગી પરાગ પથરાવા.
પણ પ્રેમ વરી સીંચ્યાવીણ સૈયર; લાગ્યો જો કરમાવા. મજ્યો. ૪૧
અંગ અનંગ અથાગજ પીડે; ના રતીએ સહેવાએ.
ખાવું પીવું ન વીનોદની વાતો; સૂવું ગમે સેજમાંએ. મજ્યો. ૪૨
વીધી કુળને લાંછન લાગે; ઉરમાં એમ વીચારી.
સત્ય શીયળમેં સાચવી રાખ્યું; ચંચળ ચીત્તને વાળી. મજ્યો. ૪૩

કાલ થશે મોટો વર મારો; વેળા વળશે મારી.
વાળતી ચીત્ત હું એમ વીચારી; હીંમત છેક ન હારી. મજ્યો. ૪૪
મોટપણે સમજણ આવેથી; સ્વામી સુધરસે મારો.
પણ ઉલટો ન રહ્યો સખી મારો, કષ્ટ તણોજ કીનારો. મજ્યો. ૪૫
હું આવી તેથી શરમાઇ; નાથ ન જાય નિશાળે.
વેળા અમૂલ્ય એ રસ્તે રઝળી; રમત ગમતમાં ગાળે. મજ્યો. ૪૬
પુંદર વર્ષ તણી વય થાતાં; આવી કુસંગે પડીઓ.

ગાંજો ભાંગ પીવા ઘણું શીખ્યો; આખર તક એ નડીઓ. મળ્યો. ૪૭
હાલો હોઠ રહ્યો ન ભણ્યો કંઈ; કંથ એ કયમ કરી ભાવે.
આપું શીખામણ હું તે એના; માન્યામાં નવ આવે મળ્યો. ૪૮
એવો છતાં હું પ્યાર ધરૂં પણ; સાસુ નણંદજ મારી.
નાથને ભૂત કરે ભંભેરી; મળવા ન મન દેલગારી. મળ્યો. ૪૯
સાચું જૂઠું મા દીકરી-એ; કંથની આંગે અડવે.
રોજ રંડાઓ મુજને મારા; નાથની પાસ મરાવે. મળ્યો. ૫૦
સુખ રતીનું ન પામી સ્વપ્ને; અંગ અનંગની હોમી.
લાગી રહી તેમાં ધૃત હોમી; બાળે કરકસા બોળી. મળ્યો. ૫૧
એવે પ્રભુએ સામું જોયું; આણી દયા ઉર મારી.
સાસુ નણંદ સ્વધામ સીધાવ્યાં; દેતાં જે દુખ ભારી. મળ્યો. ૫૨
કુજીઆનું મુળ દુર થતાં હું; હૈયે ઘણી હરખાણી.
પણ કરમે દુખ આવી લખાવી; તો સુખ ક્યાંથી શાણી. મળ્યો. ૫૩
મા બેન પાછળ ન્યાત કરાવા લોકે ચઢાવ્યા વખાણી.
દાગીના દશ વેચી ફેરવ્યું પંદરશે પર પાણી. મળ્યો. ૫૪
આવક તો દીશે નહી અંશે જાવક કરતો જાયુ.
દેતાં શીખામણ મુજને મારે થાકી હું કુટી માથું. મળ્યો. ૫૫
ધંધો ધારી કરતો નહી ને ફક્કડ થઈને ફરતો.
વેળા થએ ઘર વીખે પધારી પેટ પોતાનું ભરતો. મળ્યો. ૫૬
ફ્રાંસ માબાપ તણી મટવાથી વર બન્યો વ્યભીચારી.
પ્રીત કરી પુરમાં ગણીકાથી મુજને મુકી વિસારી, મળ્યો. ૫૭
આપવા તેને ચંદનહાર ને મોતીક માળા માગે.
જો ભાણું ના મુખથી તો મારી ડફણે ફેડો લાગે. મળ્યો. ૫૮
એક પછી એક એમ આભુષણ; સરવે આપી આપ્યો

વેરણ મારી એ ગણીકાએ; છેક ભીખારી બનાવ્યો. મળ્યો ૫૯
હુતી રહી સરવે ધન ત્યારે; વરને વીદાયજ કીધો
હાથે કરી સુધારસ છોડી; વીખનો પ્યાલો પીધો. મળ્યો ૬૦
ઘેલા જેવો બની આવ્યો ઘરમાં; ગાંજાનો દમ મારી
મેડે જતાં દાદરથી પડીયો; કારમી ચીસજ પાડી મળ્યો. ૬૧
કારમી ચીસ સુણી સ્વામીની; હું ઝટ દોડી આવી
તો લોહી જાય વહયું વદનેથી; છેક દીધી ગભરાવી મળ્યો. ૬૨
ફુટયું કર્મજ મારૂં કહુ શું; રહયો ન કષ્ટનો આરો.
હું હીણભાગ્યણીના હતભાગ્યે; સ્વામી થયો ગત મારો મળ્યો. ૬૩
બાળક વર સાથે પરણાવી; મા બાપે હદ વાળી.
હોળી હંમેશની હૈયા વીષે; પ્રીય સખી પરજાળી મળ્યો. ૬૪

**દોહરા**—એમ કષ્ટનીજ ઉચરી; 'કાશી' મુરછા ખાઇ
ઢળી પડી ધરણી વિષે; રહી ન શુધ બુધ કાંઇ ૬૫
પડતાં 'કમળા' એ ગ્રહી; ખોળે મુકયું શીર
વીંઝણલો કર ધારીને; શીતળ વાય સમીર ૬૬
સુખકર ચંદન ચોપડયું; શશી વદનપર સાર.
પ્રીય સખીને સાવધ થવા; શીતળ છાંટયું વાર ૬૭
આદરતાં ઉપચાર એ; આવ્યું ભાન લગાર
સંભાળી નીજ કષ્ટ તે; રવે અશ્રુ ચોધાર. ૬૮

**ચોપાઇ**—કાશીની સુણી કષ્ટ કથાય; દુખી થઇ 'કમળા' દીલમાંય
બળતામાં જ્યમ ઘી હોમાય; અંતરમાં ઉઠી ત્યમ લાય ૬૯
પણ ધીરજ રૂદીઆમાં ધરી; સખીને છાની રાખી કરી
પડયું કષ્ટ પોતાને જેહ; સખી સમીપે ઉચરે તેહ. ૭૦

# ગરબી

ગજાનન સ્તુતી કરૂં હું તમારી—એ રાગ.

મળ્યો વર વૃધ્ધ મુને સખી મારી
છું હું પણ તુજ સમ દુખીઆરી. મળ્યો. ટેક
સાત વરસની હું થઇ જ્યારે: વાત વીવાની વીચારી
ખોળ કરી વરની માબાપે; જોડી ન શોધી સારી મળ્યો. ૭૧
ખોળતાં ખોળી કાઢયો ખાશો, વર વય બાવન કેરો
આઠ હજાર ઉસરડી લીધા; કીધો કેર ધણેરો મળ્યો. ૭૨
વીચાર કાંઇ ન કીધ અંતરમાં; આણી દયાન અણું મારી
સ્વારથ શોધી પોતાનો મુજને; દુખ દરીયામાં ડુબાવી મળ્યો. ૭૩
વર કન્યાં બે પડે કુપ માંહે; ગોરનું દાપું ન જાએ
તેમ કર્યું માબાપે મારે; શું ઉચરૂં રશનાએ મળ્યો. ૭૪
સ્વારથીઓ છે સંસાર એવો; કોનાં મા બાપ વારૂ
ધાર સગાં સૌ છે સ્વારથનાં; શું શ્રેય ઇછયું મારૂં મળ્યો. ૭૫
સત્તર વર્ષની થાતાં મુંજને; સાસરે બેન વળાવી
ચેડી નથી ઘરમાં તે પેલી; કે છે નણદલ આવી મળ્યો. ૭૬
આવી તેતો જાણી તને મેં; વાંકી નજરે નીહાળે
લટકા મટકા મુકજે તારા; અહીં નહીં એવું ચાલે મળ્યો. ૭૭
પાણી ભરવા જાતાં કદી જો; ઉંચી નજરે ભાળી
તો હું ડોળા ફોડીશ તારા; હીંડ જે ઘુંઘટ વાળી મળ્યો. ૭૮
વાત કરી રસ્તે કોઇથી તો; ખેંચી નાખીશ જીભ તારી
તું છે ભણેલી તે મેં જાણી; છે ન અજાણી મારી મળ્યો. ૭૯
જો કદી આંખમાં અજંન કીધું; ટીલડી ભાળ રૂપાળી

તો પછી જોજે વાતજ તારી; હાડકાં ભાગીશ મારી મજ્યો. ૮૦
દીચીત્ર એવાં વેણ સુણીને; ઉઠી અગનની જ્વાળા
શંખણી સંતાપે વીણ વાંકે; વેઠાય કયમ એ બાળા મજ્યો. ૮૧
પગરણમાં થયા શુકન મારે; આગળ શું વળી થાશે
તર્ક વીતર્કમાં લાગી તણાવા; આ ભવ શી રીત જાશે મજ્યો. ૮૨
નૌતમ વેણ શુંણી નણદીનાં; હું ગઈ વીરામ પામી
કેમ લડે છે આવના પેલા; એટલું બોલ્યો ન સ્વામી મજ્યો. ૮૩
હું સમજી ગઇ બેન તણે વશ; છે વૃષ્ધ સ્વામી મારો
તો નણદી નડશે હવે નીત્યે; કેમ જશે જનમારો મજ્યો. ૮૪
પુર્વના પાપે મુજને મળીયો; આ ભવ એવો સ્વામી
નાથજીને નીહાળી મારા હૈયામાં હોળી જામી મજ્યો. ૮૫
રાત સમે સેવા કરવા ગઇ; સ્વામી કને શુંણ શાણી
હાવ ભાવ કરી થાકી ન આપ્યું સુખ રતી શરમાણી મજ્યો. ૮૬
અંગ અનંગ અતીશે જાગ્યો દીધી દીવાની બનાવી
નાથના તરફથી નકકી થયું મને હારી હું હેઠળ આવી મજ્યો. ૮૭
પોલાદને ઝટ પાણી ચઢે પણ ચઢે ન લોહને પાણી
પાલવડે પડી વૃધ્ધ સ્વામીને જીંદગી થઇ ધુળધાણી મજ્યો. ૮૮
મડદે મીંઢળ બાંધે તેમજ માબાપો એ મારા
હાડપિંજરને આપી મુને દેખવા દુખના ભારા મજ્યો. ૮૯
આપી આઠ હજાર એ પરણ્યો ઘરબાર વેચી સાટી
ધાતુપાત્ર ન ઘરમાં દીશે પાત્ર સખી વીણ માટી મજ્યો. ૯૦
તેમાં ગાંજો ભાંગ પીએ વળી તંબાકુ પણ ચાવે
ખાએ ફાળકુટ ત્રણ ફેરા હોકા સૌ ગગડાવે મજ્યો. ૯૧

ધંધો ધારી કરવો ન સુઝે શી આવક પર એવું
માર મારે મુજને સખી ત્યારે જો હું શીખામણ દેતું મજ્યો. ૯૨
ખાઇ અફીણ ઝુકે દીન આખો લાળ વદનથી ગળતી
દેખી એવા વ્યસની વરને નીત ચીત્તમાં સગડી બળતી મજ્યો. ૯૩

એવી અનીતી કેટલી ચાલે આવી છેક લાચારી
મારી પાસેના સૌ દાગીના વેચી સાટી પરવારી મજ્યો. ૯૪
ખાવાના પણ ઘરમાં સાંસા શું ઉચરૂં સખી મારી
વેચવા વસ્ત્ર પછી તો ચૌટે મોકલે નણદી મારી મજ્યો. ૯૫
સાડી વેચી પીતાંબર વેચ્યું બાંટ બેઠી પરવારી
હાંશ કરીને મેં કોઇ દીને પેર્યું નથી પળવારી મજ્યો. ૯૬

આવે અજાણ્યું કોઇ તો પુછે છે બેન બાપા તારા
લાજી મરૂં શુ ઉત્તર આપું ભસ્મ બળી થઉ બાળા મજ્યો. ૯૭
જળ ભરવા જાતાં મારગમાં સૈયરનો સંગ થાતો
બહુ વીધ બાળે તેપણ મુજને મર્મ તણી ભણી વાતો મજ્યો. ૯૮
દુષ્ટ નરો ધાણીની કરી યારી આશ ધરી નીત આવે
વૃષ્ધ્વજ મારો વર તેથી સૌ આળ અનેક ચડાવે મજ્યો. ૯૯

નણદી મારી નેણ ચડાવી કે, આ માંટી તારા
રોજ ઉઠી શામાટે આવે છીનાળ ઘરમાં મારા મજ્યો. ૧૦૦
વેણ ફણીધર જ્વાળ સમંએ કેમ કરી સહેવાએ
કયાં જઉને હવે શુંય કરૂં હું કાળજ મારૂં કપાએ મજ્યો. ૧૦૧

વૃષ્ધ્વ સ્વામીને વેમી બનાવે સાચું જુઠું સમજાવી
કાળમુખી એ થાયજ રાજી મુજને નીત મરાવી મજ્યો. ૧૦૨
નણદી મારી છેક નઠારી પોતે હતી વ્યભીચારી

પોતાના જેવી મુજને કરવા દેતી દુખજ ભારી મળ્યો. ૧૦૩
મા બાપ કુળને લાંછન લાગે ઉરમાં એમ વીચારી
શ્રેષ્ટ શીયળ મેં સાચવી રાખ્યું વેઠી વિપત સખીમારી મળ્યો. ૧૦૪
કેટલું કષ્ટ કથી કહું આનન કષ્ટનો છે ન કીનારો
જો ધરતી માતા માગ દેતો થાય હવે છુટકારો મળ્યો. ૧૦૫
એવે પુરમાં કોગળીઆનો જામ્યો રોગજ ભારી
કાળાધીન થઇ નાણદી તેમાં કુડ કરમ કરનારી મળ્યો. ૧૦૬
પણ સુખ ક્યાંથી પામું કરમે આવી કષ્ટ લખાવી
વર ને દમ ઉપડ્યો એક માસે ગયા સ્વધામ સીધાવી. મળ્યો. ૧૦૭
વર વૃદ્ધથી મુજને પરણાવી મા બાપે ભવ બાળ્યો.
હાય હવે શી રીતે જાસે આ રંડાપો ગાળ્યો. મળ્યો. ૧૦૮
બે'ન જેવી તું છે દુખીઆરી તેવી દુખી દેહ મારી.
પુર્વે પાપ અમાપ કરેલાં આભવ દે દુખ ભારી. મળ્યો. ૧૦૯
માટે ગઈ ગુજરી જે તેનું દે કલ્પાંત વીસારી.
સત્ય શીયળને સાચવી સ્નેહે રાધાવર રટ પ્યારી. મળ્યો. ૧૧૦
**ચોપાઈ**—લલાટ પટમાં લખીયા લેખ; થાય ન તે માંહી મીન મેખ.
આપણથી શું કરી શકાય, ધાર્યુ ધરણીધરનું થાય. ૧૧૧
લખાવી આવી કરમે કષ્ટ, કહે કેમ તે પામે નષ્ટ.
માટે મુકી દઇ કલ્પાંત, સમર સૃષ્ટિ પતિને થઇ શાન્ત. ૧૧૨
મુવાં એહ માબાપો થતાં, શું પુર્વેનાં શતરૂ હતાં.
આપણનું ઇચ્છયું નવ સાર, ધરી દુખ અગ્ની મોઝાર. ૧૧૩
કેની મા ને કેના બાપ, એ છે સૌ સ્વારથનાં આપ.
એમ પરસ્પર કષ્ટ કથાય, સુણાવી શાન્ત પમાડી કાય. ૧૧૪

છે ન સાર સંસારે કાંય, ઉભય એમ સમજી ઉરમાંય,
આભુષણ સૌ અળગાં કર્યાં, શ્વેત વસ્ત્ર નીજ અંગે ધર્યાં. ૧૧૫
પ્રતાપ વિદ્યા કેરે જાણ, થયું ઉભયને આતમ જ્ઞાન.
માળા કર તુલશીની ધરી, લાગી સમરવા સ્નેહે હરી. ૧૧૬
પવીત્ર એ બે બાળા હતી, તો ન આદરી કંઈ કુકૃતી
પણ જો હોતજ બુરી બાળ, ખચીત કુળમાં આણત આળ. ૧૧૭
દોહરા–ઉભય સખી સાધવી હતી, ભણી ગણી ગુણવાન.
તો શીળવૃત સાચવી રહી આખર તક નીદાન. ૧૧૮
ચોપઇ–" કાશી "નો કાંવે જે તાત " વીમળશાહ " વણીક સાક્ષાત
પાંચ સહસ્ત્ર લીધાતા દામ, તે વપરાયા કેવે ઠામ. ૧૧૯
સુણજો સૌ તે સ્નેહજ ધરી, કહું આપની આગળ ઉચ્ચરી.
બેઠો વ્યાજ ઉદ્યમ આદરી, ધીરી ટકાની તેરીખ કરી. ૧૨૦
વળી અનેક સટ્ટા રૂ તણા, કીધા ન રાખી કાંઇ મણા.
દેવાળું આવ્યું ગઇ ખોટ, લાગી સુતાના શ્રાપની ચોટ. ૧૨૧
દેણદારે નવ દીધું કાંઇ, થયો ભીખારી જોતા માંય.
અન્ન વસ્ત્રના સાંસા પડ્યા, લીધા દામ નવ શોધ્યા જડ્યા. ૧૨૨
વળી "વલ્લભ" "કમળા" નો તાત, લીધા હતા જે સહસ્ત્રજ આઠ.
થયું શું તેનું શુણજો ભ્રાત લાગી અગન સહુને સાક્ષાત. ૧૨૩
ધાતુ પત્ર નવ નામે રહ્યું, બળી ભસ્મ સરવે કંઇ થયું.
આપ ચીંથરે હાલજ થયો, દુખ દરીયામાં ડુબી ગયો. ૧૨૪
દોહરા–એમ ઉભય દુખીયા થયાં, સુખ ન પામ્યા કાંઇ.
દુનીઆને મોઢે ચઢયા, આદરી કર્મ કસાઈ. ૧૨૫

**મનહર છંદ**

દેખો દુનીઆની રીત કેવી દીશે વીપરીત.

ટોળે મળી જાય નારી ભુવન કુંભારને.
ટકા તણી હાંડલીને તેર તો ટકોરા મારી.
તપાસી જુએ છે કાન ધરી શબ્દ સારને.
અક્કલ એ કેવી દેખો ફુટી જતાં ફેર મળે.
છતાં તેની કેવી ધરે દિલ દરકારને.
પણ લા'વો લેવા કાજ બાળકને બાળવે.
પ્રીતે પરણાવે ધીક્ક લા'વો એ લેનારને. ૧૨૬

**દોહરા**-લાય ઉંડો લા'વમાં એ બાળક બહુ પીડાય.
જરૂર દીચારી જોડજો વીવાહ વસુધા માંય. ૧૨૭
જુજ કીંમતની હાંડલી ખરીદતાં મનમાંય.
ધરો કાળજી જેટલી તેથી અધીક તે માંય. ૧૨૮
રૂપ ગુણ વય વીદ્યા બળે વીલોકીને વરનાય.
પુત્રીને પરણાવજો સુખી સંસારે થાય. ૧૨૯
ખરો લા'વ એ ખરૂકમાં એ વીણ અન્ય વૃથાય.
માદું માં રતી માનશો કહું છું સત્ય કથાય. ૧૩૦

## પીતા પ્રત્યે પુત્રીના દુખોદગાર

ધીમા ધીમા ચાલોને મારા આ...ણરે-એ રાગ.
લાવો લાવો પીતાજી દયા...યરે (૨)
વૃધ્ધ વરથી સગાઇ કાં મારી કરો
પ્રેમ હોએ ખરો, તો ન પુત્રી ધરો
દુખ સાં......યરે- લાવો-ટેક

**સાખી**-બાર વરસની બાળકી; બોતેર વયનો કંથ
શ્વેત ધ્વજા ફરકે શીરે દીશે ન આનન દંત

સ્વાર્થ સાધો તમારો શી મારી ગતી
થશે વાહલા પીતાજી વીચારો મતી
દિન પુત્રી મુખે શું ઉચ્ચારે અતી
પ્યાર પુરો નથી, હા જાણ્યા......પરે-લાવો ૧

**સાખી**—જ્યાં દોરે ત્યાં જાય છે; દીકરી ને વળી ગાય
દયા ન તેની દીલ ધરો; એ કેવો અન્યાય
સ્વાર્થ સાધી પીતાજી કાં હૈયે હશો
ભુલી પીતા ન પુત્રીના શત્રુ દીશો
પણ બુરા પાપેથી શું બચી જશો
નાના દુખી થશો તજી ન્યા......પરે-લાવો ૨

—— ——

## ગઝલ.

તગદીર હમારી ઇન્દીનો—એ રાગ,
શીદ રીબાવો બાળા કરી બાળ લગ્નરે.
ઉર વિચાર કંઈ લગાર નવ કરો અરે— શીદ-ટેક
સ્વાર્થ નીજ સાધવા અનીતી આદરો.
જર લઇ પ્રીય પુત્રી વર વૃદ્ધને ધરો.
છે ધીક્કા...ર રે ધીક્કા...ર કહુંવા...ર રે હજા...ર.
પાપ અમાપ ઉંચરો આપ એથી શું અરે શીદ. ૧૩૧
વીલોકી વૃધ્ધ વર થતી નીરાશ આપને
કરી વીલાપ દેતી શ્રાપ આપ બાપને
અરે હા...ય રે પીતા...ય ઉંડી લા...ય ના વેઠા...ય
સ્વારથ કાજ દુખ જહાજમાં ધરી ખરે શીદ. ૧૩૨
ધીર ધીચારી જો અનીતી જર ઈક નહિ

પય તણુંજ પય વીષેજ જળના જળ મડી
તજી કે...ર કરો મે...ર થશે લે...ર રૂડી પે...ર
છે નવ ખાર દે શીખ સાર ભગીની આપરે. શીદ ૧૩૩

**ચોપાઇ**

લે જર જે દીકરાનો બાપ; થાય પુત્રીનો શ્રાપીત આપ
અનીતીનો જર તેને નડે મુવે નર્કમાં નક્કી પડે ૧૩૪

**દોહરા**

માટે લઘુ ભરથાર કે વૃધ્ધ થકી વીવાહ
કરશો નવ પ્રીય પુત્રીનો જો શુભ ચીતમાં ચા'વ. ૧૩૫
લાયક વર સુતા સમો ભણ્યો ગણ્યો ગુણવાન
શોધીને દો સ્નેહથી કોડે કન્યાદાન ૧૩૬
દીકરીઓને દામ લઈ ધરે ન દુખની માંય
તેથી ગુંથવા ગ્રંથ આ ઉપજી ઉર ઇચ્છાય ૧૩૭

**ભુજંગીવૃત.**

મતી અલ્પ મારી કૃપા થઈ મુરારી
સુધારો થવા ઉર ઉચ્ચીત ધારી
લખ્યો આ લઘુ ગ્રંથ મેં હિતકારી
ગુણી ભાઈ ને બેન લેશો સ્વીકારી ૧૩૮

**દોહરા**–જોતાં આ લઘુ ગ્રંથમાં જો કંઇ દોષ જણાય
તો ગુણી બંધુ બેન સૌ કરશો મને ક્ષમાય. ૧૩૯

# પ્રભુ પ્રાર્થના.

## ગઝલ.

વંદી વંદી વિશ્વનાથ–એ રાગ.

હાય હરી આ હીંદુઓમાં શોય જુલ્મ થાએ

શોય જુલમ થાય પૈસે પુત્રીઓ વેચાએ હાય ટેક.
બાર વરસની બાળીકા તેને બોતેર વયનો કંથ
લાયક ઉમર થાય તે પેલાં પરણ્યો પકડે પંથ હાય. ૧૪૦
શાસ્ત્રમાં કહ્યું કંઇ ને સમજ્યા મુંઢ કાંઈ.
પાણી ના પીવાય તો પછી કયમ લેવાય પાઇ. હાય. ૧૪૧
પેટ ભરીને પુત્રીઓના પૈસા જો લેવાએ.
તો પછીથી પુત્રીનું જમતાં શું ચુંક થાએ. હાય. ૧૩૨
મડદે મીંઢળ બાંધતાં ન મુંઢ કંઈ વીચારે.
શું નવાઈ બાળકી વળતી વળે વ્યભીચારે. હાય. ૧૪૩
પુનર્લગ્ન કરતાં એમની આબરૂ લુંટાએ.
આબરૂ રહે જુઓ અતી ગર્ભ ધ્વંશ થાએ. હાય. ૧૪૪
વાવીને લશણ આશ કસ્તુરીની ધારે.
મુરખ એથી અન્ય કહો કોણ પૃથવીમાંરે. હાય. ૧૪૫
પીતુ કસાઇના કરે કપાય કનક વેલી.
ઓ પ્રભુ બચાવ તું થઈ બાપડીનો બેલી. હાય. ૧૪૬
ઓ પ્રભુ તું ધાય હાય ગાયનીજ વારે.
તો તો પાપી પુત્રીઓને વેચતાં વીચારે. હાય. ૧૪૭

## દોહરા

પાપી પીતાના હાથથી દિન બાળા દુખી થાય.
શાંય કરો પ્રભુ સત્વરે તો તો દુખ દળાય. ૧૪૮

## સમાપ્ત.

# "વિજ્ઞાતી પત્ર,"

## ધીમા ધીમા ચાલો મારા પ્રા......ણરે—એ રાગ.

આવો આવો મારા મેરબાન......નરે (૨)
આવો, આવો; આવોજી યાર આવો;
બીજે શીદને સિધાવો, વ્યાજબી છે અમભાવો—આવો૦
મનગમતી રસીલી અહિં, બુકો મળે (૨)
જોઇ ચીતડું ચળે, અનિતી સૌ ટળે.
ઓ સુજા.........નરે—આવો ટેક.

**સાખી**—ખડીયા પત્થર પાટીને, છત્રી ફેસનદાર;
લાયક લાકડીઓ મળે, નવરંગી નિરધાર.
નાની મોટી ટુન્કો છે, ચપ્પુને સ્ટીલો;
નોટ પેપર પાકીટ તે શાહીને પેન્સીલો.
મનહર કવર બીલો દિલ જા.........નરે—આવો. ૧

**સાખી**—સુંદર સ્ટેશનરી તણો, મળશે માલ તમામ;
કપડાના બુટ પણ મળે; ટકાઉ કહું મુકામ;
મળે "કળીયુગનો કોકો" જે ચોરે ચડયો;
"ગપગોળો" તે સાથે આવીને અડયો;
"પરવતે" ઘડયો ગુણખા.........હારે—આવો. ૨

**સાખી**—"દેસાઇ બ્રધર્સની કુંપની" નામે છે દુકાન;
કતોપોર કુવા કને, આપ્યું એ એંધાણ.
માટે "આતે લગન કે હરદમની અગન"
નુતન પોથી એ વાંચી, વિચારો સજ્જન,
રાખીને સ્થિર મન, પ્રીય પ્રા......ણરે—આવો. ૩

# અમારે ત્યાં મળતાં પુસ્તકોની યાદી.

**વાર્તાઓ**—અરેબીઅન નાઈટ, ખંભાતનો ખુની, સ્વચ્છંદી ર
અમલુચંદ, અંધ સારંગીવાળો બહાદુર બારવટીઓ, કુમુદા, દુર્જય
રત્ન પ્રભા, વિમળા રમણ તારા, ગુણસુંદરી, મનહર મોતી, પંદર
ખ પર પાણી, મણી મેના, સુંદર રસીક, અભય, ગમંત ધંટ, ક
સંગ્રહ કૌતકમાળાને, બોધવચન, કામીની ચરીત્ર, ભોજરાજ કાણી
ભાગ પહેલો, બીજો, બીરબલ બાદશા, દેવીપુત્ર કાણીવીજય ભાગ
હેલો, બીજો માન મુસાફરી, માનસીંગ અભેસીંગ કામકળા કામ
મેના પોપટ, પંચદંડ સ્ત્રી ચરીત્રની, નંદબત્રીસીની, મડાપચીશીની,
ડ બહોંતેરીની, બત્રીસપુતળીની વાર્તા પૃથુરાજ ચોહાણ, સતીગૌરી,
ગદેવ, સંભાજી, નુરજહાં, કેશરબા, રજીયાબેગમ દમયંન્તી .

**ભજનકિર્તનની**—ભક્તમાળ, નરસીંહમેતા, મીરાંબાઈ, બોડ
તુલસીદાસ, ગીરધરકૃત રામાયણ, તુલસીકૃત રામાયણ, કાવ્યદોહન, પંચ
તંત્રજ પ્રભાતીઆં. ભજનાવળી, જ્ઞાનઉપદેશ, સુંદર વિલાસ, છોટમકૃત
ધીરાનાપદ, દયારામકૃત, ઓખાહરણ, નળાખ્યાન, મચ્છવેધ, સુરેખા-
હરણ, ચહાવા જલંધર આખ્યાન, અમર ચરીત્ર ભાગ પહેલો તથા
બીજો શ્રીમદ ભાગવત ક્રસ્નચરીત્ર, પુરાણોક્ત બામણીઆ કથા વાર્તાનાં
પાનાંઓ મનુસ્મૃતી, ચંડીપાઠ, ભગવત ગીતા, પંચ રત્નગીતા, વિસ્નુ
સહસ્ત્ર નામ, નારણ કવચ સત્યનારણ કથા એકાદશી કથા નવગ્રહને
પાઠ, મણીરત્નમાળ, યોગવસીસ્ટ, ભરથરી શતક, શુકનાવળી,

તે સિવાય દરેક નવી સાલની નાની મોટી ડાયરી અડધીઆ, અ
ખા મોટા ગેજેટ ગુજરાતી, મુંબઈ સમાચારના પંચાગ દરેક જાતના
નાટકના ગાયનો, મુસલમાની કિસ્સા ગજલો સ્કુલ ઉપયોગી ગુજરાતી
અંગ્રેજી ઉરદુ, સંસ્કૃત ચોપડીઓ તથા તેને લગતા નકશાઓની ડ્રોઈંગ
સામાન વિગેરે કિફાયત ભાવે મળવાનું ઠેકાણું

**બુકસેલર દેસાઇ બ્રધર્સની કુંપની**

કતોપોર દરવાજે નં ૨ **ભરૂચ.**